9/1 New Book

અમદાવાદની

શ્રી ચોર્યાસી બ્રાહ્મણ જ્ઞાતિ

સત્કારસમારંભ

માર્ગશીર્ષ શુક્લ ૧૪, ૨૦૦૨; મંગળવાર; ૧૮મી ડિસેમ્બર, ૧૯૪૫

# ઇતિહાસમાં બ્રાહ્મણત્વ

ન્હાનાલાલ દલપતરામ કવિ

## ૧, બ્રાહ્મણો બ્રાહ્મણને પ્રીછે છે.

બ્રહ્મપુત્રો ! પધારો ને નિરખો. બ્રાહ્મણો બ્રાહ્મણને પ્રીછે છે આજ.

---

મુંબઈમાં કાલિદાસજયન્તીઅવસરે પ્રમુખપદે સ્થાપ્યો, ત્હારે કહ્યું હતું કે દીર્ઘ જીવનનું ને અનેક સન્માનોનું આ છે સર્વોત્તમ સન્માન. આજે અમદાવાદનો બ્રાહ્મણવર્ણ બ્રાહ્મણને સન્માને છે. દીર્ઘાયુષ્યનું આજ બીજું સર્વોત્તમ સન્માન છે.

વીશેક વર્ષો ઉપર અમદાવાદમાં શ્રીમાળી બ્રાહ્મણોએ મ્હારો સુવર્ણમહોત્સવ ઉજવ્યો હતો; હું ત્હાં ન્હોતો ગયો. જામનગરની શ્રીમાળી જ્ઞાતિએ કહ્યું સન્માનપત્ર આપિયે; ના પાડી હતી. વસ્તુપાળ–તેજપાળના ધોળકાને અને વનરાજ–સિદ્ધરાજના અણહિલ્લપુર પાટણને ના ન્હોતી પડાઈ. બ્રાહ્મણો ઋષિપુત્રો છે; બ્રહ્મર્ષિઓએ જગતકલ્યાણ કીધું છે એટલું એક માત્ર પયગમ્બરોએ કીધું છે. ધર્મના આદ્યમન્ત્રોચ્ચારકો મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ હતા. આપ સૌ બ્રહ્મસન્તાન છો, બ્રાહ્મણને પ્રીછો છો.

બ્રાહ્મણ હોય તે જ બ્રાહ્મણને પ્રીછે.

અમદાવાદમાં આજ બ્રાહ્મણત્વનો છે મહોત્સવ.

નવયુગની નવશાળાઓના ઉદયકાળે, બેસતા નવયુગમાં, અમદાવાદને—ને ગુજરાતને—ભણાવતા'તા કોણ ? મયા મહેતા, છગન મહેતા, કિરપા મહેતા, ભટ્ટ મહેતાઃ બ્રાહ્મણપુત્રો હતા. અમદાવાદના સંસારનો નગરગુરુ ત્હારે બ્રાહ્મણ હતો. એકકાળે ભારત જગતગુરુ હતો; અને ત્હારે ભારતનો ગુરુ હતો બ્રાહ્મણ.

## ૨, ઇતિહાસમાં બ્રાહ્મણત્વ

**सर्वस्य लोचनं शास्त्रं, यस्य नास्त्यंध एव सः ।**

શાસ્ત્રો કહે છે કે વર્ણમાત્રનો ગુરુ છે બ્રાહ્મણ. વસિષ્ઠ, અગસ્ત્ય, કપિલ, દ્રોણાચાર્ય, સાંદીપનિ; સોક્રેટિસ પ્લેટો, અરિસ્ટોટલ; સેન્ટ પીટર, સેન્ટ બર્નાર્ડ, એસીસીના સેન્ટ ફ્રાન્સિસ; ફિરદૌસી ને રૂમી; કેન્ટ, હેગલ ને માર્ટિનો; અને એમનાથી યે અતિમહાન જગત્બ્રાહ્મણો ઝરથુસ્ત્ર મૂસા નબી ને ઇશૂ ખ્રીસ્ત; રામકૃષ્ણ ને બુદ્ધઃ જે પયગમ્બરોએ માનવવંશને ધર્મમાર્ગ દાખવ્યા. વિશ્વામિત્રે ત્રિષ્ટુભ દીધો, વાલ્મીકિએ અનુષ્ટુપ દીધો; પતંજલિએ યોગશાસ્ત્ર અર્પ્યું, પાણીનિએ ભાષાશાસ્ત્ર અર્પ્યું; વ્યાસે મહાભારતનો શબ્દસાગર અર્પ્યો. કાલિદાસ માઘ ને બાણ થયા મહાકાવ્યોના પ્રણેતા. વિજયનગરના રાજમન્ત્રી બન્ધુઓ—સાયણ ને માધવ—એકે વેદાર્થ કીધા, બીજાએ શંકરદિગ્વિજય કીધો. અને આપણા ન્હાનકડા ગુજરાતે એમની ન્હાનકડી આવૃત્તિઓ થઈ સુદામાજી, નરસિંહ ને પ્રેમાનન્દ, સામળ ને દયારામ, દલપત ને ગોવર્ધન; અમરજી દિવાન ને ગોકુળજી ઝાલા, ગગા ઓઝા ને ઝંડુભટ્ટજી. નડિયાદના દ્વિવેદીઓ, પાટણ જામનગરના ત્રિવેદીઓ, સરખેજ–કપડવણજના ચતુર્વેદીઓ થયા. અમદાવાદના એક બ્રાહ્મણ વૈશ્યધર્મે વર્ત્યા; અમદાવાદના આભમાં ૯૦ ભૂંગળાં પ્રગટી નીકળ્યાં. બ્રાહ્મણ પગલાં માંડે, પાછળ ત્ય્હાં ત્ય્હાં ફૂલવાડીઓ ઉગે.

દેવો તો સ્વર્ગમાં વસે છે. બ્રાહ્મણો ત્હારે ભૂદેવો કહેવાતા.

૩, गुणाः पूजास्थानम्

જન્મથી બ્રાહ્મણ પૂજ્ય છે તે એના યુગયુગના વંશવારસાને લીધેઃ જેમ રાજવી પૂજાય છે, જેમ નગરશેઠ પૂજાય છે. પણ સુદામાજી પૂજાય છે તે એમના ગુણોને લીધેઃ

થઈ ગૃહસ્થ પાળે સંન્યાસ.

મહાકવિ પ્રેમાનન્દ કહે છે કે

અજાચકવ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે.

આજે યે અહહિલ્લપુર પાટણના શ્રીમાળીઓમાં અયાચીઓ છે.

ભવભૂતિ કહે છે કે વયે નહિ ને લિંગે નહિ, ગુણિજનોમાં પૂજાસ્થાન ગુણો છે.

સ્મૃતિ કહે છે કે—

जन्मना जायते शूद्रः, संस्कारात् द्विज उच्यते।
वेदाभ्यासे भवेद् विप्रः, ब्रह्म जानाति ब्राह्मणः ॥

વળી મનુસ્મૃતિ કહે છે કે શૂદ્રમાં વયથી, વૈશ્યમાં વિત્તથી, ક્ષત્રિયમાં પરાક્રમથી, ને બ્રાહ્મણમાં જ્ઞાનથી મ્હોટપ અંકાય છે.

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं, क्षत्रियाणां तु वीर्यतः।
वैश्यानां धान्यधनतः, शूद्राणामेव जन्मतः॥

ઝીણો પણ રાઈનો દાણો, ને ન્હાનો પણ સિંહનો બાળ.

હોબ્સ નામના ઇંગ્રેજ ફિલસુફે સમગ્ર જનતાની મહામૂર્તિ કલ્પી; અને એને Liviathon કહી. હોબ્સથી દશેક હજાર વર્ષ પૂર્વે પુરુષસૂક્ત રચાયું છે, ભારતીય સાહિત્યમાં માનવતાની વિરાટમૂર્તિ કલ્પાઈ છે. શ્રુતિ-ભાવનાનો માનવવંશની મહાકાય મૂર્તિનો મન્ત્રોચ્ચાર છે કે

બ્રાહ્મણ મુખ છે એનું, બાહુ ક્ષત્રિયને કહે;
ઊરુ છે એહના વૈશ્યો, પાયેથી શૂદ્ર જન્મિયા.

બ્રાહ્મણ ગુણાવળ હોય તો આજનો નવબ્રાહ્મણ છે પ્રોફેસર ને સાહિત્યકાર. અને આજે જેમ સાહિત્યકાર ને પ્રોફેસર માનવતાનું મુખ છે, તેમ ત્હારે પણ મન્ત્રદ્રષ્ટા મહાકવિ સૂત્રકાર મહર્ષિ બ્રહ્મર્ષિ—બ્રાહ્મણો માનવમૂર્તિનું મુખ હતા. અને **गुणाः पूजास्थानम्**ની શીલપૂજા હતી; એટલે ગઈ કાલનો વાલિયો ભીલ એ આજના વાલ્મીકિ ઋષિ થતા; જેમ ઇંગ્લાંડમાં મોચીપુત્ર લોર્ડ થાય છે એમ. કીમિયાગરો ત્રાંબાનું સોનું કરતા; પણ જનતા તો સોનાના ગુણ પારખી સોનું કહેતી. આજે યે છ નહિ; નવરામાયણનો એક જ કાંડ રચે, બ્રાહ્મણત્વના ગુણ દાખવે, તો શ્રી આંબેડકરને આંબેડકર ઋષિ લેખે પૂજવા હું તત્પર છું. જ્ઞાન, સાધુતા, તપ, વેદધર્મમાં શ્રદ્ધા આદિ બ્રાહ્મણગુણો વિના કો અબ્રાહ્મણથી બ્રાહ્મણત્વ ન પમાય. ભવભૂતિનો પ્રભુપ્રેરિત કાવ્યમન્ત્ર ત્રિકાળસાચો છે કે

**गुणाः पूजास्थानं गुणिषु; न च लिंगं, न च वयः।**

## ૪, બ્રાહ્મણ પરમ દેશધન છે.

૧૯૩૦માં સ્વ. મહારાજ જામ રણજિતે બીજી વારકો બોલાવ્યો કે 'આવ, તો યોગ્ય નોકરી આપું.' ઉત્તર વાળ્યો કે: 'રાજીનામું આપ્યા પછી સવા કરોડ ગુજરાતીઓ મ્હારા શેઠ. સૌને પૂછવાનો અધિકાર કે ત્હારો વખત તું કેમ ગાળ છ. જામનગરના પાંચેક લાખ એ સવા કરોડની બહાર નથી. બેચાર માસનું કામ હોય ને બોલાવશો ત્ય્હારે આવીશ. મૃત્યુથી બ્હીએ એ ક્ષત્રિય નહિ; ગરીબીથી બ્હીએ એ બ્રાહ્મણ નહિ.'

સો ટચના બે પરમ બ્રાહ્મણોએ મ્હને ઘડ્યો છે: કવીશ્વર દલપતરામે ને ગુરુવર્ય કાશીરામે. એમણે મ્હારા બ્રાહ્મણત્વને ઘડ્યું; મ્હારા બ્રાહ્મણત્વે મ્હને ઘડ્યો. છેલ્લી પાએક સદીથી Literary Recluse—સાહિત્યસંન્યાસીના ધર્મ પાળું છું ને બ્રાહ્મણત્વને સેવું છું.

બે ત્રણેક વર્ષો કસોટીનાં વીત્યાં. એટલું યે ન પરીક્ષે હરિ? પછી બ્રાહ્મણને પ્રેરણા પ્રગટી; પદ્માસન વાળ્યું; સરસ્વતીઉપાસના આદરી. ૨૨ કલાક ઘરમાં, ને બે કલાક સ્હાંજે ફરવાના; એમ સાહિત્યસંન્યાસ આદર્યો. માનવું હોય તો માનજો: પૂર્વાશ્રમના પગારથી સરસ્વતીએ બમણું દીધું. શ્રદ્ધા હોય તે આચરજો; અક્ષરક્ષ: સાચો છે શ્રી હરિનો કોલ કે

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम् ॥**
**अहं वहामि** એ છે શ્રી હરિનો ત્રિકાળનો કોલ.

## ૫, બ્રાહ્મણના મહારિપુઓ

મનુસ્મૃતિ કહે છે કે સન્માનને બ્રાહ્મણે 'વિષની પેરે વર્જવું, અપમાનને બ્રાહ્મણે અમૃતની પેરે આદરવું.

**सन्मानात् ब्राह्मणो नित्यं उद्विजेत विषादिव ।**
**अमृतस्येव चाकांक्षेत् अवमानस्य सर्वदा ॥**

એક રાજવી છે; ગુરુભાવ રાખે છે. અમારા દાક્તર-પુત્રને ત્ય્હાં બે માસ હવાફેર માટે અમે ગિરનારી પવન-લહરોમાં ત્ય્હાં ગયાં હતાં. દાકતરને કહેઃ ત્હમારાં માતુશ્રીને સુખેથી ત્હમારે ત્ય્હાં લઈ જાઓ; અમારા ગુરુ અમારા મહેમાન થશે. બે માસમાં બે જ વાર મ્હારા પુત્રને ત્ય્હાં જમવા જવા દીધો હતોઃ એક અમારી સામવેદી બળેવની તિથિએ, એક અમારા દલપત દાદાની શ્રાદ્ધતિથિએ.

એકદા દરબાર સાહેબે સ્તુતિવેણ ભાખવા માંડયાં: ‘ત્હમારા જેવો નિઃસ્પૃહી બીજો દીઠો નથી.’ વિ. તરત મ્હેં મ્હારો અવગુણ ઉચ્ચાર્યો: ‘જમાનો જ સ્વમાનનો છે, ને ડગલે ને પગલે સ્વમાન ઉપદેશાય છે. એ યુગ-પ્રવાહને તર્યો હોત, માનાપમાનને જીત્યાં હોત, તો સાધુ પેરે પૂજાતો હોત.’

શ્રીમન્ સ્વામિનારાયણે નિજ વચનામૃતમાં ભાખ્યું છે કે ‘કનકકામિનીને જીતવાં અઘરાં છે, ત્હો યે સ્હેલાં છે. રસનાના સ્વાદોને જીતવા અઘરા છે, ત્હો યે સ્હેલા છે. પરમ અઘરાં તો છે જીતવાં માનાપમાનને. ઘર ત્યાગે, કુટુંબકબીલો ત્યાગે, સંસાર ત્યાગે, સાધુ થાય; ત્હો યે પછી ગાદી ને તકિયો ને મહન્તાઈનાં માનાપમાન રહે.’

ત્યાગીના યે મહાશત્રુઓ છે માનાપમાન.

બ્રાહ્મણની બ્રાહ્મણભાવના પાંગરે, તો તો ત્હેની સુવાસના દેશ ભરીને પમરે. બ્રાહ્મણ બ્રાહ્મણ નથી, ને અ-બ્રાહ્મણો બ્રાહ્મણવેશે વિચરે છે, એટલે દેશ મઘમઘતો નથી. રાજચંપાની કે ચન્દનમલિયાગરની વાડીઓ અપરિમલિત રહે ખરી ?

## ૬, બ્રાહ્મણને પારખવો કેમ ?

પુષ્પને સુગન્ધથી પરખાય; સોનાને કસોટીથી પરખાય; હીરાને એના પાણીથી પરખાય. બ્રાહ્મણ કેમ પરખાય ?

જ્ઞાન કરતાં યે બ્રાહ્મણ ગુણથી પરખાય; ને ગુણોમાં યે બ્રાહ્મણ ત્યાગ ને સાધુતાથી પરખાય. પણ સર્વઅધિકો બ્રાહ્મણ પરખાય એના બ્રહ્માનન્દથી. બ્રહ્માનન્દી નથી, તે બ્રાહ્મણ નથી.

આપણા અમદાવાદના ભૂષણરૂપ બાપા શાસ્ત્રીને એક ઉદારદિલ રાજવીએ એક લક્ષ રૂપૈયા ધર્યા કે '—બાઇની શુદ્ધિ કરો, ને અમને યજ્ઞ કરાવો.' આવતા એક લાખને ઠેલીને બાપા શાસ્ત્રીએ બ્રાહ્મણત્વનો ઉત્તર વાળ્યો કે 'શાસ્ત્ર-વિરુદ્ધ મ્હારાથી નહિ વર્તાય.' મહારાજે કહ્યું : 'ત્હમારા બાળકનો તો વિચાર કરો.' શાસ્ત્રીજી કહે : 'બાળકનો વિચાર ભગવાન કરશે.'

છે; કાલિકાળમાં યે સત્‌યુગના બ્રાહ્મણો છે. ન હોય તો પૃથ્વી રસાતળ જાય.

પેશ્વા દરબારમાંના રામશાસ્ત્રીનો ઇતિહાસ ભણી ભૂલ્યાં હશો તો રૂપેરી પડદાએ સ્મરાવ્યો છે.

બ્રાહ્મણ એમ પરખાય.

એવડાં મ્હોટાં પ્રલોભનો તો ભગવાને દાખવ્યાં નથી; પણ અમદાવાદની દસ હજારની ને સૌરાષ્ટ્રની પન્દર હજારની થેલીઓને નકારી છે.

બ્રાહ્મણ દીઠા છોટુ મહારાજને; જેમને મહારાજ સયાજીરાવ ગાયકવાડ સન્માનતા. બ્રાહ્મણ દીઠા હાથીભાઈ શાસ્ત્રીને; જેમને જામ રણજિત સન્માનતા. બ્રાહ્મણ દીઠા શીઘ્રકવિ શંકરલાલજીને; જેમને વાઘ મહારાજ સન્માનતા. બ્રાહ્મણ હતા ઝંડુભટ્ટજી; જેમની અમૃતૌષધિઓ જેટલી જ ઉદારતાની ફોરમો ફોરતી.

બ્રાહ્મણ દીઠા છે સાધુપુરુષ પઢિયારજીને ને બ્રાહ્મણ સાંભળ્યા છે મહર્ષિ દયાનન્દ સરસ્વતીને.

મહર્ષિ દયાનન્દ ફરતા ફરતા ઉદેપુર પધાર્યા; હિન્દવા સૂરજ મહારાણાજીને ઉપદેશ્યા. મહારાણોજી રીઝ્યા, ને બોલ્યા : 'રહો. ને એકલિંગીજીની જાયગાનાં જતન કરો. સવા લાખેકની જાગીર છે.' નૈષ્ઠિક બ્રહ્મચારીનું બ્રહ્મચર્ય બોલી ઉઠ્યું : 'મહારાણાજી! ભાવ છે તે નિભાવશો. પણ પરાર્ધમૂલા આત્માને લાખમાં ન વેચાય.'

નરસિંહવિખ્યાત ગોપનાથજીની જાયગા એકદા ખાલી પડી. ગોપનાથજીના મહન્ત સંન્યાસી ન હોય, બ્રહ્મચારી હોય. પઢિયારજી બ્રહ્મચારી હતા. કાન્તને ને મ્હને થયું પઢિયારજી જાયગામાં બિરાજે, તો જાયગા ખીલી ઉઠે. પઢિયારજીને વાત કરી કે હા ભણો તો ભાવસિંહજી મહારાજ કને વાત અમે મૂકિયે. બ્રાહ્મણ

૨૫૬૨૩

શંખનાદે ગાજી ઉઠ્યો : ‘ ક્યા ? સોનેકે પીંજરેમેં હમકો પૂરને મંગતે હો ?’ કહ્યું : ‘ ના. પણ ત્હમે ત્ય્હાં હશો તો જાયગાનો સદુપયોગ થશે; યાત્રિક બે સાધુવેણ સાંભળીને જશે. ’ ‘ નહિ, નહિ. હમ સ્વતંત્ર; હમ નિરંજન; હમ આનન્દરૂપ; ઓંકારગાજન્તા **एकमेवाद्वितीयम्.** આપ દોનું હમકો સોનેકે પીંજરમેં પૂરને મંગતે હો. કભી નહિ હોગા. ’

રંક બ્રાહ્મણે ત્રીશેક હજારની જાગીરને અસ્વીકારી.

ભાવનગરમાં એકદા પઢિયારજી, કાન્ત ને હું સ્વ. વિઠ્ઠલભાઈ દિવાનને મળવાને ગયા. મણિભાઈને ઓળખતા; આવકાર્યા. મ્હને પિતાશ્રીને નામે ઓળખ્યો; નમસ્કાર કીધા. પણ પઢિયારજીને ? પઢિયારનું નામ સાંભળતાં જ વયોવૃદ્ધ દિવાને બ્રાહ્મણને પ્રીછ્યો, ઉભા થઈ ગયા, બોલ્યા: ‘અમે તો ત્હમારા અક્ષરદેહનાં દર્શન નિત્ય-નિત્યે કરિયે છીએ.’ પઢિયારે પૂછ્યું, ‘એ કેવી રીતે ? ’ વિઠ્ઠલભાઇ સાહેબે વાત કહી કે ‘ભાવનગર જામનગર ધ્રાંગધ્રાના નિવૃત્ત દિવાનોનું અમ મંડળ છે. રોજ ત્રણેક વાગતાં અહીં મળિયે છીએ. એક શાસ્ત્રીજી આવે છે, શ્રવણ કરાવે છે. કોઈક કારણે શાસ્ત્રીજી ન આવી શકે તે તિથિએ અમે આપનાં સ્વર્ગનાં પુસ્તકમાંથી વાંચિયે છીએ. જૂવો પેલા બાજઠ ઉપર; આપનો સ્વર્ગનો ગ્રન્થ બિરાજે છે.’

મણિભાઇને ને મ્હને પેલા સુભાષિતની પ્રતીતિ થઈ કે

**स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ।**

રંકનો કે રાયનો, દિવાનનો કે નગરશેઠનો-સકલ જનતાનો, આજે અને સદાસર્વદા, ગુણવિધાને પૂજ્ય છે બ્રાહ્મણ.

## ૭, બ્રાહ્મણ અને વૈષ્ણવ

જગતની ભાષા-ભાષાના ભાષાકોશ જોઇ વળજો. બે શબ્દ સમો ત્રીજો શબ્દ માંડ જડશેઃ એક બ્રાહ્મણ ને બીજો વૈષ્ણવ.

અને બ્રાહ્મણવૈષ્ણવનો સમન્વય થાય ત્‍હારે? ત્‍હારે મન્ત્રદ્રષ્ટા મહર્ષિ જન્મે, વેદઋચાઓ પ્રગટે, ભાગવત રચાય, હરિસંહિતા લખાય. અલ્પાંશે—યતૂકિંચિત્ હું તો છું જગતૂવિશાળી વૈષ્ણવતાનો વૈષ્ણવ. વૈષ્ણવબ્રાહ્મણ એટલે સંહિતાકાર, ઉપનિષદ્કાર, ભાગવતકાર, ધર્મગોપ્તા બ્રહ્મર્ષિ. બ્રાહ્મણ, આરણ્યક, ગૃહ્યસૂત્રો, ધર્મસૂત્રો,ઃ વૈષ્ણવબ્રાહ્મણના મન્ત્રોચ્ચારો યુગોએ સાંભળ્યા છે ને મન્વન્તરો સાંભળશે.

બ્રાહ્મણથી અધિકા એક પરમહંસો ને બીજા ધર્માચાર્યો.

## ૮, પૃથ્વી નવબ્રાહ્મણને પોકારે છે.

અને હવે?

હવે? હવે બ્રાહ્મણો સહુ બ્રાહ્મણ થાવ. બ્રહ્માસ્ત્ર પરમ શસ્ત્ર છે; બ્રાહ્મણત્વ પરમ શાસ્ત્ર છે. બ્રાહ્મણ છે અગ્નિ-સ્વરૂપ; અગ્નિ અભડાય, તો બ્રાહ્મણ અભડાય. જગત આજ નવસંસ્કૃતિ માગે છે. ભારતનો બ્રાહ્મણ ઘડશે ત્‍હારે એ નવસંસ્કૃતિ ઘડાશે.

ખેડૂત દેહને પોષે છે, જડજગતનો તાત છે; બ્રાહ્મણ આત્માને પોષે છે, બ્રાહ્મણ ચૈતન્યજગતનો પિતા છે. તક્ષશિલા જીત્યા પછી ત્‍હાંથી સિકન્દરે બ્રાહ્મણને સંગાથે લીધો હતો. જગત બ્રાહ્મણનું છે; આજના દુઃખી જગતનો ઉદ્ધાર બ્રાહ્મણત્વ છે.

શંકરાચાર્યનું બિરદ છે જગતગુરુ. બ્રાહ્મણ ત્હારે જગતગુરુ હતો. બ્રાહ્મણ ! પાછો બ્રાહ્મણ થા, પાછો જગતગુરુ થા.

દયાનન્દોને, વિવેકાનન્દોને, રામતીર્થોને--ભારતના નવઋષિવરોને પૃથ્વીમાં પાઠવો; પૃથ્વી બ્રાહ્મણત્વભૂખી છે. Plain Living ને High Thinking જગત્-જનતા ભૂલી છે. અત્યહારે પૃથ્વીપ્રવર્તતા અબ્રહ્મણ્યનું બ્રહ્મણ્ય બ્રાહ્મણ વિના કો કરશે? વિષ્ણુ ભગવાન જગતને પોષે છે. વૈષ્ણવ વિષ્ણુનો ને બ્રાહ્મણ બ્રહ્મનો નિમિત્ત થશે.

સિકન્દરને ઘડ્યો હતો એરિસ્ટોટલે; કૌરવપાંડવોને ઘડ્યા હતા દ્રોણાચાર્યે; શ્રી કૃષ્ણને ઘડ્યા હતા સાંદીપનિએ; શ્રી રામને ઘડ્યા હતા વસિષ્ઠે ને વિશ્વામિત્રે.

આપણી ચોર્યાસી ન્યાતો નિરનિરાળા ચોર્યાસી પાકે યે જમે છે, એક પાકે યે જમે છે. વર્ણ શાસ્ત્રીય છે; જ્ઞાતિઓ ઐતિહાસિક છે, ભૌગોલિક છે. બ્રાહ્મણો સહુ બ્રાહ્મણ થાવ. જગત બ્રાહ્મણભૂખ્યું છે; પૃથ્વી નવબ્રાહ્મણને પોકારે છે. ગુણિજનો ગુણને પૂજે છે.જનોઈ તો લૂવાણાને છે, સૂથારને છે, ગરોડાને છે. ભમે ભમે, પણ પણ ભમરો નહિ; કંઠે જનોઈ, પણ બ્રાહ્મણ નહિ; એને તો વરત કહે છે રહેંટિયો. જગત નવયુગનો નવબ્રાહ્મણ માગે છે. બ્રાહ્મણના ઉદ્ધાર વિના, નવબ્રાહ્મણના અવતાર વિના, જગતના અબ્રહ્મણ્યનો ઉદ્ધાર નથી. નવવાલ્મીકિ, નવઈશૂ, નવબુદ્ધ, નવકૃષ્ણની જગત વાટ જૂવે છે. નવશ્રુતિ નવસ્મૃતિ, નવગાયત્રી, નવગૃહ્યો, નવઉપનિષદો નવબ્રાહ્મણ વિના કોણ લખશે? નવસહજાનન્દ, નવદયાનન્દ, નવવિવેકાનન્દ, નવરામતીર્થ; ભારતના નવબ્રહ્મર્ષિઓને પૃથ્વીના ચોખૂટમાં પાઠવો. ભારત જગતનો બ્રાહ્મણદેશ છે.

## ૯, બ્રાહ્મણ આદર્શ

સંસારદેશે બ્રાહ્મણગુણે બ્રાહ્મણ અગ્રપદે છે. સહુ વર્ણોમાં, તેમ બ્રાહ્મણવર્ણમાં, આજ વર્ણધર્મસિદ્ધિ ઓછી છે. આજનો વૈશ્ય ભામાશાહ નથી, ને આજનો ક્ષત્રિય પ્રતાપ નથી; તેમ આજનો બ્રાહ્મણ બ્રહ્મર્ષિ નથી. એ શબ્દોચ્ચાર આજે આપણી વાસ્તવતા નથી, આદર્શભાવના છે. બ્રહ્મસભાની સન્મુખે બ્રાહ્મણઆદર્શ વર્ણવીને વિરમીશ. બ્રાહ્મણ છે પરબ્રહ્મનો પુત્ર ને વારસદાર.

૧, આત્માનન્દી, શુદ્ધિવિશુદ્ધ, સાત્ત્વિક,
યજ્ઞેશ્વરી, જ્ઞાનેશ્વરી, તપેશ્વરી;
સૂર્યજ્યોત અંગો, બ્રહ્મજ્યોત ભાવો:
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૨, એને નથી દ્વાર–દિવાલ રૂંધતાં,
અન્તર્પટોના ન એને અન્તરાયો;
વ્યોમવિશાળું, ઉદાર, સર્વદ્રષ્ટા:
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૩, સાગર ખૂટે, એ ન ખૂટે અખૂટ;
લૂંટ્યે ભરાયે, સંઘર્યે એ સૂકાયે;
આત્મલક્ષ્મીનું અક્ષયપાત્ર એ છે:
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૪, સંસારી હો વા, ત્યાગી–સંન્યાસી હો વા,
વા સંસ્કારે શાશ્વત સંન્યસ્તધારી;

સંસાર એને સદાની બ્રહ્મયાત્રાઃ
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૫, સર્વેશ્વરનો સપૂત સર્વભાવી,
ઉજ્જ્વળ ચક્ષે પેખતો સર્વસમ્યક્;
અનસ્ત આત્મે ઢળતો સર્વભદ્રઃ
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૬. ઊર્ધ્વગામી આત્મા, અનભેની આંખડી,
બ્રહ્માનન્દી, નિત્ય બ્રહ્મપરાયણ;
જ્વલન્ત અખંડાનન્દ લક્ષ્મી એની:
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૭, સીમાપરો, સ્વયંભૂ, યાત્રી અનન્તનો,
હદ-બેહદમાં સંચરે આત્મપાંખે;
પ્રારબ્ધજેતા, પરમની પ્રેરણાજી:
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

૮, આત્મૌષધિનો ધન્વન્તરિ ધર્મધામ,
પૃથ્વીવાસીનું પૃથ્વીમાં બ્રહ્મતીર્થ;
ભર્યું-ભરાતું બ્રહ્મસુધાસરોવર;
બ્રહ્મભર્યું છે બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ.

(હરિસંહિતામાંના
સર્વતોભદ્ર ઉપનિષદમાંથી.)



